શ્રી

# નીતિમણિમાલિકા.

રચનાર

મણિશંકર પ્રભુરામ પંડિત.

છાપી પ્રસિદ્ધ કરનાર

રસિકલાલ છોટાલાલ મહેતા.


આવૃત્તિ પહેલી

अमदावाद.

મદન ગોપાળની હવેલીમા "સૂર્યોદય" છાપખાનામાં
રસિકલાલ છોટાલાલ મેહેતાએ
છાપી

સંવત ૧૯૫૨ સને ૧૮૯૬

કીમત રૂ ૦-૪-૦

# પ્રસ્તાવના.

---

આ લઘુ ગ્રંથના કર્ત્તા મરહુમ રા રા મણિશંકર પ્રભુરામ પંડિત જેણે પોતાની હયાતીમા "વિચાર કરતા શિખવા વિષે સભાષણ" કલિયુગ ન્યાયદર્શક નાટક" "મન સુધારક સુચના," "વઢકણી શ થઇ" "વિદ્યાર્થીને વાસ્તે સાર સંગ્રહ" વિગેરે વિગેરે સુબોધ-ારક પુસ્તકો રચી પ્રસિધ્ધ કરેલાં છે અને બાકી પાછળ આપેલા લીસ્ટ માણે લખેલા પુસ્તકો પોતાની પાછળ મુકી ગયેલ છે, તેમા આ ઘુ કાવ્ય નીતિ સબધી ઉપદેશથી ભરપુર હોવાથી, તેમજ શિશુઓને ાખામણુ રૂપ નિવડશે એવી અભિલાષાથી અને જન સમૂહની નીતિ મજબૂત કરવાના અનેક સાધનોમા આ પણ એક સાધન થાય એવી જીજ્ઞાસાથી આ લઘુ ગ્રંથ પ્રથમ વાચકવૃંદની આગળ મુકુ છુ જે ગુર્જરી પ્રજા માન સહિત અગિકાર કરશે

જેમ અખાભગતના છપ્પા, નરસિહ મહેતાના પ્રભાતિયા, ધીરાના પદ વિગેરે કાવ્યો નીતિ, જ્ઞાન અને વૈરાગ્ય સૂચક છે તેમ આ નીતિ મણિમાલિકા કે જે કુડળીઆમા બનાવેલ છે તે નીતિસૂચક અને બોધ દાયક છે એમ કહીએ તો અતિશયોક્તિ લાગે પરતુ એક કાવ્ય તરીકે નીતિનો બોધ, વાચનારના મનપર, ઘટના કરના કેટલો દૃઢ કરે છે તે સુજ્ઞ જનોના જાણવા બહાર નથી આ પુસ્તકમા કર્તાની હયાતી ન હોવાથી, પિગળ દોષ, શબ્દ દોષ અગર કાઇપણ ખામી હોય તે દર-ગુજર કરતા, કર્ત્તાના શ્રમની અને ઉદ્દેશની સુજ્ઞ વાચનાર કદર કરશે

| | |
|---|---|
| અમદાવાદ.<br>ખાડીઆ સુતારવાડાની પોળ<br>રા. બા. ગીરધરલાલ ઉત્સવરામને ત્યા<br>તા ૩૦ જાન્યુઆરી સને ૧૮૯૬ | રસિકલાલ વિ. છોટાલાલ મહેતા<br><br>પ્રસિદ્ધ કર્તા |

# અનુક્રમ મણિકા

શ્રી

# નીતિ મણીમાલિકા.

---

## કુંડળિયા.

### સરસ્વતિની સ્તુતિ.

જય જય માત સરસ્વતિ, કરૂ સ્તવન કર જોડ.
ગાવા લક્ષણ નીતિનાં, ઉપન્યો મનમાં કોડ;
ઉપન્યો મનમાં કોડ, બોધ લેવાને દેવા;
તેમાં ત્હારી સ્હાય, માગુ સપૂરણ મેવા;
પઢ મણી પ્રભુ રામ, આશભર આવ્યો શરણે;
વાણી વિમલ પ્રસાદ, નમી જાચુ તવ ચરણે. ૧

### માબાપે બાળકને નીતિનો બોધ કરવો.

ન્હાની વયથી છોરુનુ, નીતિ ભણિ વાળો લક્ષ;
શાણાં માત પિતા તણો, પરમ રુડો એ પક્ષ;
પરમ રુડો એ પક્ષ, સ્વાર્થ પરમારથ કરવા;
કરવા જિવ કલ્યાણ, વળી ભવસાગર તરવા;
પઢ મણી પ્રભુરામ, ઉઠે જો શિશુ ઉછકળ;
માત તાતને મળે, દુઃખ ને ગાળ તણુ ફળ. ૨

બાળક સ્થિતિમાં સુગુણ કે, દુર્ગુણની શિખ થાય.
તેમ મ્હોટી વયમાં મનુજ, રૂડુ ભૂડુ જણાય,
રૂડુ ભૂડુ જણાય, વ્રક્ષ વાળેલુ કોમળ;
વડુ ન વ્રક્ષ વળાય, યોજતાં હજાર કળ બળ;
પઢ મણી પ્રભુરામ, કેળવણી કિશોરપણુની;
સુખ કે દુખ રુપ થાય, જીદગી આખિ સગગુની. ૩

## છ મનોવિકારની માઠી અસર.

### ૧. કામ.

રજનીથી રવિ દુર રહે, તેમ કામથી રામ;
રમા વિના સૂઝે નહીં, અવર ઉચિત શુભ કામ;
અવર ઉચિત શુભ કામ, હામ ધન ધામ ખુવારી;
રાચિ જોય પરનારી, નર્કની બારી છારી;
પઢે મણી પ્રભુરામ, કામિ દુર સદા ભક્તિથી;
તિમિર પંકમાં બુડયો, જેમ રજનીથી દુર રવિ. ૭

### ૨. ક્રોધ.

ક્રોધ વિરોધે શુભ મતિ, વળી ધ્યાને ન્યાય;
ફેંકાવે મુખ દ્વારથી, વચન દુષ્ટ જ્યમ બાણુ;
વચન દુષ્ટ જ્યમ બાણ, પારકું ચિતડુ વીંધે;
નવ રૂઝે તે ઘાવ, ઉપાયો અનેક કીધે;
પઢે મણી પ્રભુરામ, ક્રોધિજન કેડે કુમતિ;
પસ્તાવે પરજળે, વિરોધે ક્રોધજ સુમતિ. ૫
તન મન ધનનું બળ નહીં, ને કહિ કરશો કોપ;
હાંસિ થાશે જન વિષે, નહિં ચાલે રતિ રોપ;
નહિં ચાલે રતિ રોપ, ઢાંકયું અંતર નિજ ધિકશે;
તન મન શક્તિ ક્ષીણુ, થયે મુખ નૂર ઉતરશે;
પઢે મણી પ્રભુરામ, પાત્ર ઊકળતું ઉરાડે;
પાણી ભિતરથી બ્હાર, તેહ પોતાપર પાડે. ૬

### ૩. લોભ.

લોભિ જન કરવા મથે, અધિક પ્રાપ્તિ હમેશ.
ઉચિત અનુચિત નવ લહે, સાધન તે લવલેશ;
સાધન તે લવલેશ, વિચારે નહિં મન માંહે;
હરેક વાતે કાર્ય, સિદ્ધિને તત્પર થાયે;
પઢે મણી પ્રભુરામ, લોભિ દુર સદાય સતથી;
અસાધ્ય વસ્તુ સાધ્ય, થવાને મથે મમતથી. ૭

### ૪. મોહ.

મોહ મૂળ મુખોદુનુ, સત્ય વદે છે સુજ્ઞ,

મોહિત મન નવ લેખવે, સત્યાસત્યની ગુંચ;
સત્યાસત્યની ગુંચ, વધૂ ગુંચાતિ જાયે;
તેમાં તે તત્કાળ, પડી કેવળ સપડાયે;
પઢે મણી પ્રભુરામ, કરે મોહ નાશનું વઇદું;
દિપમાં પડે પતંગ, મોહ મુળ મુર્ખાઇનું. ૮

૫. મદ.

મદનાં દર્દની શૂળમાં, જ્ઞાન ચક્ષુ ઝટ બંધ;
હું હું કરી અભાગિયો, આથડતો થઇ અંધ;
આથડતો થઇ અંધ, અધિક કોને નવ દેખે;
મત ગજ પેરે માથું, પટકીને રક્તજ લેખે;
પઢે મણી પ્રભુરામ, મદોન્મત દુખનાં સુખમાં;
અંતે રળે વિનાશ, દર્દથી મદની શુળનાં. ૯

૬. મત્સર.

મત્સર કેરી લાહ્યમાં, પોતાનું પણ જાય;
પરચતુરાઇ મળે નહિં, અતિ મૂર્ખ કહેવાય;
અતિ મુર્ખ કહેવાય, તન મન ક્ષિણતા પામે;
શાણા જનની સમજ, તણી નિંદા બહુ ભાવે;
કહે મણિ રહે અચેત, મુઢ ખારની જ્વાળમાં;
તન મન ઝંપે નહી, કદિ મત્સરની લાહ્યમાં ૧૦

પ્રાણી પેખી પિડિત મન, મૃઢ અતિ મકલાય;
શોષાયે સહુનુ રૂધિર, પોતે પ્રફુલિત થાય;
પોતે પ્રફુલિત થાય, અદેખાનું એ લક્ષણ;
જોઇ કોઇને સુખી, રંચપણ ખુશ નવ રહે ક્ષણ;
પઢે મણી પ્રભુરામ, અધમ રિત એવી લેખી;
વૈશાખે ખર રાજી, પિડિત સહુ પ્રાણી પેખી. ૧૧

## જીવનું સાર્થક.

સંસારી વસ્તુ સકળ, નાશવંત નિરધાર;
જીવન ક્ષણભંગુર તે, જાળવવું ભલી ભાત:
જાળવવું ભલી ભાત, કરવી ઇશ્વરની ઓળખ;
ત્રિવિધ તાપ ટળિ જાય, ટળે વપુ ચોર્યાસી લખ;

પઢ મણી પ્રભુરામ, વીજ ઝબુકાની જ્યોતી;
તેમાં સાધી લાગ, પ્રોઇ લેવું ઝટ મોતી. ૧૨

## મ્હોટાની દેખાદેખી ન વર્તવુ.

ઓહિત થઇ મ્હોટા તણી, નકલ ન કરવી ભાઇ;
છાજે જે મ્હોટા કરે, લાજે લઘુ પસ્તાઇ;
લાજે લઘુ પસ્તાઇ, દ્રષ્ટિ નિંદાની વરસે;
ઠામ ઠામનાં જન, અધમ કહી અળગો કરશે;
પઢે મણી પ્રભુરામ, લિલા શ્રી કૃષ્ણની કહાવે;
અવરતણી અણનીતિ, વિષય આસક્તિ વધાવે. ૧૩

## સાધુ અસાધુમાં ભેદ.

સંત પુરૂષ શોભી રહે, અતિ સમર્થ શો ગુણવાન;
અસાધુ જન પાપે ભરી, અવગુણ કેરી ખાણ;
અવગુણ કેરી ખાણ, સુરા સમ મલીન મણી;
સ્પર્શ થકી પણ દેહ, ગતિ થઇ જાય અપૂજી;
પઢે મણી પ્રભુરામ, સાધુ સુધા સમ નિમલ;
કરે સ્વજીવ પરજીવ, દિવ્ય સુખકરને મંગલ. ૧૪
સાધુ પુરૂષ દુરજન તણી, કરણિ ન જોય લગાર;
પણ અંતરના સ્નેહથી, આશિષ દીયે અપાર,
આશિષ દીયે અપાર, જેમ શેરડી સુજાતી;
કોલુ માંહ્ય કચરાય, મિષ્ટ રસ દિયે તથાપી,
પઢે મણી પ્રભુરામ, એમ સાહબના બંદા,
હીત ચહે નેહનુ, દુષ્ટ દુર્મતિ જે ખંધા. ૧૫

## સંગત તેવી સ્થિતિ.

સંગત તેવી સ્થિતિ બને, લેશ નહીં સંદેહ;
જુઓ વારિ સંગત થકી, કુડાં રુડાં રૂપ લેય,
કુડાં રુડાં રૂપ લેય, તસ પાત્રપે પરજળે;
કમલ પત્ર પર સહજ, મોતી સુંદર સમુ લળકે,
પઢે મણી પ્રભુરામ, બને સિપમાં ખરું મોતી;
સંગત તેવી સ્થિતિ, શીખ નવ જાણો ખોટી. ૧૬

## સદ્‌ગુરૂ કરવો

વ્હાણ ધરીને વેગળુ, સિંધુ કરવા પાર;
બાહૂ- બળથી જાય જે, તે મરખ સરદાર;
તે મુરખ સરદાર, આપ મનથી આથડાશે;
કરવા ભવ જળ પાર, ગુરૂ વિણકળ નહી જડશે.
પઢે મણી પ્રભુરામ, સદગુરૂ શોધી સજ્જન;
કરો સમૂળુ અનીતિ, ને ભ્રાંતિનુ ભંજન. ૧૭

## બ્રહ્મભજન

બ્રહ્મભજન કરવા થકી, મળશે વસ્તુ નેટ;
જીવ જીવ ઉપર ભરે, જુઓ પોતીકું પેટ;
જુઓ પોતીકુ પેટ, ભરે રૈયતપર રાજા;
વણિક વૈદ્ય ચિંતવે, ગ્રાહકો રોગી ઝાઝા;
પઢે મણી પ્રભુરામ, નામ ઇશનું સાચું;
જીવ આશરે જોર, ના પ્રભુથી શુ કાચૂં. ૧૮

## મદિરાપાનથી થતી હાનિ.

દુખ ઉપજે છે જેટલાં, થાતે સન્નિપાન;
રહે તે સહુ આવી નિકટ, કરતાં મદિરાપાન;
કરતાં મદિરાપાન, શરિર થર થર બહુ કંપે;
પાણી પાય મુખ તુટે, જીવતો જરી ન ઝંપે;
પઢે મણી પ્રભુરામ, દુદશા એવી જોવી;
કરી મદિરાપાન, ગાંઠની મૂડી ખોવી. ૧૯
સન્નિપાન કરતાં અધિક, મદ્યપાનમાં દુખ;
રોગીની ચાકરી થાય પણ, પીધેલ મુખમાં ધૂળ
પીધેલ મુખમાં ધૂળ, શ્વાન લઘુશકા કરશે;
જતા આવતા લોક, કહીને ફિટ ફિટ ફરશે;
પઢે મણી પ્રભુરામ, પ્રતિષ્ઠા ખોવી સમુળી;
મદ્યપાન મહા દુઃખ, જીવતે જાવુ સૂળી. ૨૦
મદ્યપાનથી ભલભલા, થયા બહુ બેહાલ;
વળી નિકંદન થઇ ગયાં, કૈક કૂળ તત્કાળ;
કૈક કૂળ તત્કાળ, જુઓ સહુ જાદવ જોધ્ધા;

મસ્ત મધ્યમાં બની, એકએકસુ વિરોધ્યા;
પઢે મણી પ્રભુરામ, અકલના દુશ્મન કેવા;
વિણ કારણ મધુપાન, કરી કુળ હણિયું એવા. ૨૧
શાર શિકંદર શાહ જે, સ્નેહિ સમજતો ન્યાય;
તે પણ મદિરાપાનથી, થયો મૂઢ અજ્ઞાન;
થયો મૂઢ અજ્ઞાન, ક્રોધ કીધો વિણ કારણ;
કર્યો સ્હેજમાં પ્રાણપ્રીય મિત્રનો વિદારણ;
પઢે મણી પ્રભુરામ, ઊદાસીએ બહુ રીબ્યો;
મરણ લગી હમેશ, વિરહ વેદનાથી ધીકયો. ૨૨

નથી સુરામાં શાણપણ, નથી સુરામાં સ્વાદ;
નથી સુરામાં અન્ય ગુણ, કયમ લાગે છે નાદ;
કયમ લાગે છે નાદ, નથી કારણ કઇ જડતું;
સાજા દિલમાં ભૂત, ઘાલીને ચોટે વ્હડવું;
પઢે મણી પ્રભુરામ, અવસ્થા આવે ભૂડી;
મધુપાનની ધુન, માનજો કેવળ કુડી. ૨૩

હૃષ્ટ પુષ્ટ નર જો લીયે, મદિરા કેરાં જામ;
રક્ત માંસ સોષાય ને, રહે હાડ ને ચામ;
રહે હાડ ને ચામ, ભ્રષ્ટ મતિ તેની થાયે;
શીલપટ તે સહજ, અધર્મે ધન ઉડાવે;
પઢે મણી પ્રભુરામ, વાત દુર્બળની શી કહેવી;
થાય દશા મસ ભુંડી, મધુ લે મુખમાં તેની. ૨૪
કરે સુધરતા યત્ન સૌ, મદ્ય માંસનો ત્યાગ;
પય ઘ્રત ને ઘઉં વાપરે, વનસ્પતિનો પાક;
વનસ્પતિનો પાક, કામમાં લેવા માંડે;
દલિલ બતાવી ખાસ, મંડળીઓ વળી બાંધે;
પઢે મણી પ્રભુરામ, નથી સરજ્યાં જગરાજે;
માનવ પીવા મદ્ય, અને આમિષ ખાવાને. ૨૫
હોત સરજિયું માનવી, વાવરવા મધુમાંસ;
નખી જનાવર પેર સહુ, હોત મનુષ્યને ખાસ;
હોત મનુષ્યને ખાસ, દંત મોટા અણિયાળા;
નકિ પઝાને ન્હોર અતિ તીક્ષણતા વાળા;

પદે ભણી પ્રભુરામ બ્રહ્મની મૂરત માનવ;
સરજ્યુ હોયે કયમ, મદ્ય માંસની કરવા આરત. ૨૬

## ધન અને તેનો રૂડો ઉપયોગ.

નથી જગતમાં વસ્તુ કો, ધનથી પ્રાપ્ત ન થાય;
એ માટે શાણા પુરુષ, લક્ષ્મી રળવા ચ્હાય;
લક્ષ્મી રળવા ચ્હાય, કરી મ્હોટાં પુરુષારથ;
મૈત્રિ લ્હાવો લીયે, કાર્યં સાધે પરમારથ;
પદે ભણી પ્રભુરામ, ધંન સર્વસ્વ ધરા પર;
કહેવત સત્ય નિશંક, ચાહ્ય તે કરી શકે જર. ૨૭
ધન વીના નથી શોભતા, ગુણ સારા ગુણ પાંચ
માટે ધન ગાંઠે ધરે, શાણા અને સુજાત;
શાણા અને સુજાત, ઊર ઊદારત રાખે;
સહનશીલતા અને, કુશળતા અગે દાખે;
પદે ભણી પ્રભુ રામ સ્વભાવે સૂધા સ્હોયે;
દીપિને કુલિનપણું, ધન વિના શોભે નહી જે. ૨૮
વસૂ વિનાનું ગણાય છે, માનવ પશૂ સમાન;
એમ વિચારી માનવી, શાણી શીખ સુજાણ;
શાણી શીખ સુજાણ, ઊર વીવેકે ધરવી;
જોવું મનમાં તોલિ, વાત સારી કે નરવી;
પદે ભણી પ્રભુરામ, ગૂણ સઘળા છે જરમાં;
જાણો નહીં મિન મેષ, લક્ષ્મિ છે સહુથી સરસમાં. ૨૯
એ ખરું પણ નવ રાખવી ધન પર રૂચિહ મેશ;
પાપ કર્મથી જોડવી, નહીં લક્ષ્મી લવલેશ;
નહી લક્ષ્મી લવલેશ, દુઃખ મેળવતાં ખમવાં;
વળી જાળવતાં અધિક, અધિક વધુ વ્યય કરવામાં;
પદે ભણી પ્રભુરામ, ધિઃક એવા ધની જનને;
દમડી કાઢેનહી, વળી કાઢે નિજ તનને. ૩૦
ધિક એવી પૂંજી જશે, નક્કિ પરાયે હાથ;
જાશે જેના હાથમાં, તે પણ થશે અનાથ;
તે પણ થશે અનાથ, લઇ કરપી કેરૂ ધન
ઠરિ નહી બેશે તેહ, વચન છે સાચુ સજજન;

પઢે મણી પ્રભુરામ, ધુળ પડી તે પૂંજીપર;
ગઇ ન જે કો વાર, મુખ પોતાને કે પર. ૩૧
સત્ય ધર્મથી ધન રળી, જાળવવુ ભલી ભાત;
જાળવીને રળવુ અધિક, એ છે રૂડી વાત;
એ છે રૂડી વાત, નથી શંકા લવલેશે;
પૈસા-વાળા પાસ, પારકો નિજ થઇ રહેશે;
પઢે મણી પ્રભુરામ, લક્ષ્મીથી દુર્ગુણ નાસે;
કુલક્ષણજી જે થશે, તેહ ખત્તા ખરી ખાશે. ૩૨
આવક કરતાં વ્યય અધિક, કરનારા જન માત્ર;
દુઃખ દુર્ગુણના ઠામ પર, હાંસિ લુણને પાત્ર;
હાંસિ લુણ ને પાત્ર, ઠરે નર વગર વિચારે;
આપ રહે ગુલતાન, મનુષ્ય ઘરનાં વીસારે,
પઢે મણી પ્રભુરામ, "મીયાં ફુલ ફટક ફરે છે,
બ્હાર ભિતર બીચારી, બીબી ધુળ ઝટકિ રહે છે." ૩૩

## શૂરવીરનાં લક્ષણ

શુરવીર દેખે સદા, જુગટાંને જમ દૂત;
શરા લેખે વિષ સમી, પરસ્ત્રી માતા રૂપ,
પરસ્ત્રી માતા રૂપ, કદી કુ નજર કરતો;
ષડ શત્રુનું પ્રબળ, આપ બળથી પરહરતો;
પઢે મણી પ્રભુરામ, દેશ અર્થે અતિ ધાયે;
રણ આરામનુ ધામ, એમ જાણે મનમાંહે. ૩૪
શૂરવીર સાચો લહુ, હિંમત બહાદુર હોય;
બિએ ન બિવડાવ્યો કદી, બ્રહ્મા જાતે તોય;
બ્રહ્મા જાતે તોય, ચિત્ત ચળ વચળ ન થાયે;
જેમ ઉદધિ નવ ડરે, ઉન્હાળો અરિષ્ટ આવે;
પઢે મણી પ્રભુરામ વિપત્તિને નવ લેખે;
રાખે મનમાં ધીર, વીર તેને સહુ પેખે. ૩૫
શુર વીર સાચો લહુ, થાય ન લુણ હરામ;
નિજ સ્વામીનુ હિત કરે, અરિનુ વાઢે ચામ;
અરિનુ વાઢે ચામ, કામ પરમારથ કરતો;

...ત્રુના મુખ માંહી, જતાં લવલેશ ન ડરતો;
પઢે મણી પ્રભુરામ, ધન્ય એની માતાને;
ગામ અને પરગામ, પ્રતિષ્ટા તેની ગાજે. ૩૬
શૂરવીર કરતો નથી, ગઇ ગુજરીનો શોગ;
હારે પણ હિંમત થકી, લાવે પાછો જોગ;
લાવે પાછો જોગ, પરાક્રમ કરે છ ચોકે;
વિવિધ ભાતનાં વિઘ્ન, તેહને મારે ધોકે;
પઢે મણી પ્રભુરામ, હિંમતે સોહે મરદો;
કાયરપણ જે કરે, છતે મરદેના મરદો. ૩૭
શૂરવીર ત્યાગે સદા, હિચકારાનો સંગ;
સંગ થાય પળ એકદે, કાયરપણનો ઢંગ;
કાયરપણનો ઢંગ, શૂરને કરેછ કાયર;
સિંહ કરે ન કદાય, બિકણ શિયાળનો આદર;
પઢે મણી પ્રભુરામ, સૈન્ય વિષે નામરદો;
હોય એક જો કરે, સહ શરાને ખરતો. ૩૮

## કોઇનો તિરસ્કાર ન કરવો

અધમ જાણી નવ કોઇનો, કરવો તીરસ્કાર;
સત્ય શાણપણનો સદા, એજ એક છે સાર,
એજ એક છે સાર, જ્ઞાનિ નિર્માણી જાણે;
અજ્ઞાની જન અલ્પ, તણાયો રહે અભિમાને;
પઢે મણી પ્રભુરામ, લોક મ્હોટાપણ લે છે;
તણખલું જવ દાંતમાં, કઠક ભરાઇ રહે છે. ૩૯
વસ્તુની ઉતપત અધમ, પણ જો ગુણિયલ તેહ;
ગણાય મોંઘા મૂલની, એમાં નહી સંદેહ;
એમાં નહી સંદેહ, જુઓ દ્રષ્ટાંત વિચારી;
મૃગનાભિમાં રહે, તોય કસ્તૂરી સારી;
પઢે મણી પ્રભુરામ, ઊંચ નિચ કૂળથી ન માનો;
જેમાં જેવા ગૂણ, તેહને તેમ પ્રમાણો. ૪૦
જનની બુજ કરવી નહી, જોઇ કુળ પરમાણ;
પણ વિચારીને પેખવું, છે કંઇ ગૂણ પ્રતાપ;

છે કંઇ ગુણ પ્રતાપ, પ્રકાશી રહેતો બહુ જે;
પમાડી કેવળ અસ્ત, સમુહ અવગુણનો સહુ તે;
પઢે મણી પ્રભુરામ, મણી નિકળે અહિ શિરથી;
તોપણ ઠરે અમૂલ્ય, અતૂલ્ય પ્રભાની છે ગતિ. ૪૧
હાથીદંત તે ઉપજે, હસ્તિના મુખમાંથી;
સુવર્ણ હીરાદિ જડે, જવ ઉખેડે માટી;
જવ ઉખેડે માટી, ગુણ તે સોહી નિકળે;
તે ટાણે દરકાર, તરત ઉત્પત્તિની ટળે;
પઢે મણી પ્રભુરામ ગુણથી સોહે સહુકો,
માટે સહુએ એક, ગુણે પણ કહાવવુ એકો. ૪૨

## બુદ્ધિ.

બુદ્ધિમાન નરને નથી, કોઇ વાતની ન્યૂન;
કામ કોઇ તેને નથી, અસાધ્ય સાધ્ય સણ;
અસાધ્ય સાધ્ય સૂણ, સાધ્ય સત્વર થાયે જે;
શસ્ત્ર અસ્ત્ર હય હાથી, હારી કરતાં જાયે તે;
પઢે મણી પ્રભુરામ, બુદ્ધિનો પ્રતાપ મોટો;
નહિ જાણજો શિર, તનનો મગાડ ખોટો. ૪૩
અક્કલ હોય ન સારી તો, અજાણ્યે શું થાય;
અકલ વિનાનો આદમી, ક્ષણભરમાં અપજાય,
ક્ષણભરમાં અંજાય, પડે તે દુખના મુખમાં;
જેમ યુક્તિથી હાથી, ઝલાયે છે પડી કુપમાં;
પઢે મણી પ્રભુરામ, અક્કલ છે સર્વે શિરોમણી;
અકલ વગરનું મનુંજ, લહુ પખીડુ પાંખ વણ. ૪૪
છુટયુ ધનુષથી બાણ તે, જીવ એકનો લેય;
કદી ચુકાય નિશાન તો, ઠરે અકારથ એહ;
ઠરે અકારથ એહ, એમ સંશય ઉપજાવે;
પણ બુદ્ધિ રુપી બાણ, જરુર બહુ ઘાણજ વાળે;
પઢે મણી પ્રભુરામ, ધરા નવ ખંડ હલાવે;
રાજા રૈયત સકળ તણે સુખ ફીણજ લાવે. ૪૫
જુઓ હાથિનું અંગ તે, અંકુશ કેરી આર;

ા ગિરી પાષાણ ને, વિજળી કેરો પ્રહાર;
વિજળી કેરો પ્રહાર, જુઓ દીપકની જયોતી;
તિમિર તણું દળ ઘોર, તરત નાખે છે મોડી;
પઢે મણી પ્રભુરામ, બુદ્ધિબળ એવું જ ધારો;
હર વાતે ખિલવવા, બુદ્ધિ રહો તત્પર યારો; ૪૬
બુદ્ધિને સુગમ બધુ, જઇ પ્હોંચે સહુ ઠામ;
બુદ્ધિ પ્હોચે જ્યાં નથી, પ્હોંચી શકતો ભાણ;
પ્હોંચી શકતો ભાણ, પવન સચરી નથી શકતો;
ત્યાં બુદ્ધિ પેગામ, હાની અદકેરી કરતો,
પઢે મણી પ્રભુરામ, બુદ્ધિબળ સહુથી મ્હોટુ;
બુદ્ધિ વિનાનુ મંન, જાણવુ કેવળ ઓટું. ૪૭

### પાચ વાનાં નાશવત.

સજજન સુણજો ચિત ધરી, કહુ શિખામણ સાચ;
કહુ તે હોય પ્રકાર તો, નાશ પામશે પાંચ;
નાશ પામશે પાંચ, લહુ કટુ વચને મૈત્રિ,
કુટુબ કલેશે અને, કુકર્મે રૂડી કીર્તિ,
પઢે મણી પ્રભુરામ, પ્રજા પીડયાથી નૃપતિ;
પ્રૌઢ સરીતા તીર, સદન પુર તણા પ્રવાહથી. ૪૮

### વિચાર વિનાની વિદ્યા નકામી

ગણતર વણ ભણતર સદા, ખરે અકારથ જાય;
દાખો એ દ્રષ્ટાંતથી, સિદ્ધ પૂર્ણ દેખાય,
સિદ્ધ પૂર્ણ દેખાય, મૃત સજીવન વિદ્યામાં;
વિદ્વાને એક સિહ, કરી જીવતો જોતામાં;
પઢે મણી પ્રભુરામ, જીવ જાણીને ખોયો;
સિહે કરીયો ચૂર, ભણયો વણ ગણેજ રોયો. ૪૯

### આશા

કેશ દત ચક્ષુ શ્રવણ, સધાં દિન દિન મદ;
પણ આશા અદકી તરુણ, થાયે છે પ્રતિદંન;
થાયે છે પ્રતિદંન, અવિવેકીને ઉન્મત્ત;

યોગ્યાયોગ્ય ન જોય, વળી નિજ શકિત તણું ભાન,
પઢે મણી પ્રભુરામ પુરુષ એવા તો વિરલા;
જેને આશા તણા, પાશ કુડા નથી દમતા. ૫૦

## ગુરૂ, વૈદ્ય ને રાજા એમના આગળ અસત્ય ન બોલવુ.

અસત્ય કોદી ન ઉચરવું, એ સજ્જન અભ્યાસ;
પ્રપંચિએ પણ પાળવી, એક શિખામણ ખાસ;
એક શિખામણ ખાસ, હેતથી હૈયે ધરવી;
ગુરુ વૈદ્ય નૃપ પાસ, વાણી જુઠી નવ વદવી;
પઢે મણી પ્રભુરામ, સમજશે જો નહી સુલટું;
સ્વારથ પણ નહી સરે, કામ થઇ જાશે ઉલટું. ૫૧
દેવ ગુરૂ ને સંતશુ, નવ કરવો પરપંચ;
દુષ્ટ રિપૂ વેસ્યા કને, આદરવોજ અખંડ;
આદરવોજ અખંડ, નિકર નક્કિ માથા જઇએ,
જાય લોકમાં લાજ, બેવડી હાની સહીએ,
પઢે મણી પ્રભુરામ, છાણના હોયે દેવા;
તેને જુઓ ઘટિત, થાય છે તેવી સેવા. ૫૨

## પરમાર્થ

ભરે પેટ પોતા તણું, નીચ કાગ ને શ્વાન;
પણ જોએ દુ:ખ પરતણું, મ્હોટા ને ગુણવાન,
મ્હોટા ને ગુણવાન, દીનને સ્હાય કરે છે;
અન વસ્ત્ર કે ધન, આપી પરદુ:ખ હરે છે;
પઢે મણી પ્રભુરામ, ધન્ય જે પાળે બહુજન;
જન્મ લેઇને કર્યું ખચિત તેણેજ દિવ્યતન. ૫૩
સર્વે શાસ્ત્રો વેદ ને, વળી પુરાણ અઢાર,
જુગતી સહુની જુજવી, તોપણ એકજ સાર,
તોપણ એકજ સાર, સવમાં સ્પષ્ટ દિસે છે,
પરમારથને વંદિ, અતિ પરપિડ નિંદે છે.
પઢે મણી પ્રભુરામ, પુજય એકજ પરમારથ;

.૫ડ દારુણ પાપ, એજ છે ધર્મનું હાર્દ. ૫૪
કાયા કાચી કારમી, કાચ બીલોરી સમાન;
નહિ નદાતાં વાર, સહુ જાણે ચતુરસુજાણ;
જાણે ચતુરસુજાણ, દુઃખ વેઠે પરકાજે;
હાણ પેખી પારકી, સદ્ય હૈયુ અતિ દાઝે;
પઢે મણી પ્રભુરામ, મરે પણ પરોપકારી;
અમર કીર્ત્તિ રુપ દીપ, થકી જીવત સદાઇ. ૫૫
અન્ય વૃક્ષ જડ જાતિ પણ, કરેછ પર ઉપકાર્સુ
પ્રવાસિ છાયાથી રીઝે, પક્ષિ ઠરે કરી વાસ;
પક્ષિ ઠરે કરી વાસ, ભ્રમર મધ લે ફુલમાથી;
વાંદર આદી જીવ, જંતુ સહુ લે વિશ્રાન્તિ;
પઢે મણી પ્રભુરામ, હાલતું ચાલતું પ્રાણી;
માનવ કહાવે ધિઃક, હોય જો નહી ઊપકારી. ૫૬

## રૂપનુ ગુમાન ન કરવું

સુંદરતા મિથ્યા અને, સ શય ભરી મ્હસ વસ્ત;
પરમ પ્રકાશિત ઓપ એ, ક્ષિણતા પામે તતે;
ક્ષિણતા પામે તતે, પુષ્પ ખિલતું કરમાયે:
ક્ષણ ભંગુર એ કામ, જોત જોતાં ભ જાયે;
એ મિથ્યા વસ્તુ કાચી કળી, ઓપ અલ્પ મણિ માનવાં;
ખોવાય ચુંટે ખરી જાય તે, ખસે પલકમાં જાણવાં. ૫૭
વળી વસ્તુ ગઇ વેચી દે, અથવા ન જડે જેમ;
ધસે ઓપ ગયેલા ફરી, મસળે નાવે ક્ષેમ;
મસળે નાવે ક્ષેમ, ખયું ફુલ પડે ભોંયપર;
તૂટયો કાચ વિધ પેર, ફરિ ન સંધાય અસલ સમ;
મણિ રુપ કલંકયુ એકવાર, ગુમાઇ ગયું સદા તે;
ઓસડ વેસડ શ્રમ દ્રવ્ય, છતે નવ મળે કદા તે. ૫૮

## આઠ જણાંનો વિશ્વાસ કરવો નહીં.

સજ્જન સુણજો સ્નેહથી, કહું જે વચન પ્રમાણ;
નવ કરશો વિશ્વાસ કદિ, આઠ જણાંનો જાણ;

આડ જણાનો જાણ, શસ્ત્રધારી કે નૃપનો;
કે સ્ત્રી પશુ નખી તણો, શિંગિનો કે મુઢ જનનો;
પઢ મણી પ્રભુરામ, ધરિશ નવ ભરુંસો નદિનો;
કરતાં રહીશ વિનાશ, વળી વિશ્વાસ અગ્નિનો. ૫૯

## આભૂષણ અને સેવક ઠેકાંણાસર રાખવા.

આભૂષણ, સેવક સદા, ઘટતાં જોડી જાણ;
શોભા સ્વાથ પુરાં પડે, એમ નક્કિ મન આણ;
એમ નક્કિ મન આણ, રત્ન નવ સ્હોયે પાયે;
તેમ કુલિન આશ્રીત, ન શોભે હીણાં કાર્યે,
પઢ મણી પ્રભુરામ, નામ મૂરખમાં ખપશે,
જો સેવક શૃગાર, યોગ સ્થળમાં નહી મુકશે. ૬૦

## કુભાર્યા.

વદે એકશુ પણ હસે, બીજાનું મુખ જોઇ;
ત્રીજાનુ ચિંતન કરે, સ્હેજ વાતમાં રોઇ;
સ્હેજ વાતમાં રોઇ, કરેછે ચરિત્ર એવાં;
એવી ત્રિયાને ચહે, પુરુષ જે તેના જેવા;
પઢ મણી પ્રભુરામ, મળે જો સ્થળ એકાન્તા;
ભોગી જન પરવાર, પતિવ્રુત ત્યાગે કાન્તા. ૬૧
અસત્ય વદવુ વાણ ને, કરવુ ઊંધૂ કામ;
પ્રપચ આદરવો અને, ધૃતપણામાં નામ;
ધૃતંપણામાં નામ, તોય મખોડનુ સ્થળ;
અપવિત્રપણુ ને લોભ, એહમાં મ્હાલે પુષ્કળ;
પઢ મણી પ્રભુરામ, બ્હારથી સુદર અંગે;
એ આઠે અવગણ, રાખતી સ્યામા સંગે. ૬૨
સ્યામાને ન જણાવવો, બ્હારથી અદકો સ્નેહ;
અતુલ્ય પ્રિતી જો કદી, અંત.કરણે રેહ,
અંતકરણે રેહ, તોય અતિ દેવી ન સત્તા,
લંપટ જે નર થાય, ખાય નક્કિ તે ખત્તા;
પઢ મણી પ્રભુરામ, સિંહ હસ્તિ સમ શરા;

કને, થઇ જાયે વણ નૂરા. ६३
શુક સમ, ભણ્યા ગણ્યા એક રેષ;
ઘુરાઇને, શકે ન જાઇ પેશ;
ઇ પેશ, વેશ બાહ્યામૃત જેવો;
અંતરથી વિષ, સમૃદર ભરિયો તેવો;
ઓ પ્રભુરામ, નામ તો કહાવે અબળા;
કરી રાખે દાસ, સ્વઆધિન પૂરા સબળા ६४
કુભાર્યા જેહને, વિનાશ પામે તેહ;
હે કિનારે રૂખડુ, કહો ક્ષેમ કયમ રેહ;
કહો ક્ષેમ કયમ રેહ, કલેશ વ્યાપ્યો જ્યાં નિશદિન;
સદન વિષે જો સપ, મૃત્યુ ગણવુ ઘડિ પલ છિન;
પઢે મણી પ્રભુરામ, વરવિ તો સજાત વરવી;
નિકર અંત પર્યંત, સ્થિતિ વાંઢાની ધરવી. ६५
સ્વાર હોય હુશિયાર તો, હય ચાલે ખુબ ચાલ;
શસ્ત્ર હોય શુર હાથ તો, શત્રુ થાય બે હાલ;
શત્રુ થાય બે હાલ, શકે નવ ઊંચકી મુંડી;
એમ વસ્તુ યોગ્યના, હસ્તમાં શોભે રૂડી;
પઢે મણી પ્રભુરામ, હોય જો ભામિનિ ભંડી;
તો નક્કિ જાણવુ, પતિનીજ રીત છે કૂડી. ६६

## નવ વાનાંને છેડવાં નહીં.

વાદર મૂરખ માનની, મીન ગળીનો રંગ;
અને મધ્યપી માનવી, નવ ત્યાગે નિજ ઢંગ;
નવ ત્યાગે નિજ ઢંગ, અનેક ઉપાયો કીધે;
જયમ વિનવે ત્યમ અધિક, અધમ હઠ માંહી રીઝે;
પઢે મણી પ્રભુરામ, છેડવાં નહીં એ પાંચે;
છેડે સજજન અંગ, સીઝશે અતિશ આંચે. ६७
જે નર કેરૂં નથી કઇ, સરીયું ધાર્યું કામ;
તેને જો છ છેડશો, ખમશો તીરસ્કાર;
ખમશો તીરસ્કાર, છેડિને નીચ મનીશને;
જીતુ રમતાં હારેલ, વળી વઢતાં રિપુ સંગે;

પઢ મણી પ્રભુરામ, ન કદિ વતરાવ્યાં
ઇચ્છા આબરૂ તણી, સજ્જન મનથી ૬

## દયા.

દયા ધર્મનું મૂળ છે, કહે તુલસિ કવિભાણ;
સત્ય વચન એ છે સદા, એમ નકી ઉર આણ;
એમ નકી ઉર આણ, દયાથી હિંસા નાસે;
પડયા નહી મદ મોહ, લોભ માન કેરિ પાશે;
પઢ મણી પ્રભુરામ, થાય પરમારથ કર્મો;
દયા વિનાની દેહ, જાણવી જુઠાં ચર્મો. ૬૯

## માતપિતાની સેવા.

માત તાત સેવા સમુ, અન્ય પુન્ય નથી એક;
વિચારશે તે સમજશે, જે જન ધરી વિવેક;
જે જન ધરી વિવેક, વાત રૂડી એ ચ્છિશે;
પુન્યશાળી તે પૂર્ણ, શાન્તિ સુખમાં વિચરશે;
પઢ મણી પ્રભુરામ, જાણીને મીઠા મેવા;
માત તાત જગ માંહિ, ધન્ય જેણે કરી સેવા. ૭૦

## પ્રધાન.

જે રાજાનું હિત કરે, તેને પ્રજા નિ દેછ;
પ્રજા તણું જે રુડું કરે, તેને નૃપ દંડેછ;
તેને નૃપ દંડેછ, કરી ઇતરાજી ખૂરણ;
માટે બન્ને ખુશ, રાખવાં એછે ભૂષણ;
પઢ મણી પ્રભુરામ, હોય જે પ્રધાન બંકો;
રાજા રૈયત રાખી, રાજી બજવે નિજ ડંકો. ૭૧

## સાત વાનાંથી કોના ઉપર અસર થતી નથી.

ધન મળે ગર્વે નહીં, એવો કોણ સુજાણ;
ભોગે ભળી સંસારના, થયો સુખી પરમાંણ;
થયો સુખી પરમાંણ, સદા નૃપની પ્રીતિમાં;
માન પામીઓ ખુબ, રતિ ભિક્ષા વૃત્તિમાં;